બાલસાહિત્ય પુસ્તક–૫ મું.

આ પુસ્તક ના. સરકારના, વડોદરા રાજ્યના, ભાવનગર રાજ્યના, અને જુનાગઢ રાજ્યના કેળવણી ખાતા તરફથી ઈનામ માટે મંજુર થયું છે.

# પરધન મિટ્ટી સમાન

લેખક

છગનલાલ હરિલાલ પંડયા, બી. એ.

જૂનાગઢ.


પ્રકાશક

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

બાલાજી રોડ,

સુરત.

આવૃત્તિ ત્રીજી

સંવત્ ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૧

મૂલ્ય દોઢ આનો

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના

“પરધન મિટ્ટી સમાન” આ બાલવાર્તાવલિનો પાંચમો અંક છે. એના લેખક પણ સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા, બી. એ. છે.

આ વાર્તાવલિની પ્રસિદ્ધિના કાર્યમાં મ્હારા સન્મિત્ર રા. દયાશંકર ભાઇશંકર શુક્લ જે મદદ કરે છે તેને માટે ત્હેમનો ઉપકાર માનવો ઘટે છે.

વડોદરા,
તા. ૨૦–૧૧–૧૫.

વી. હ. મહેતા.

---

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

ગુર્જર બાળકોની સેવામાં આ ત્રીજી આવૃત્તિ મૂકતાં આનંદ થાય છે. એનો જ્યાં જ્યાં સત્કાર થયો છે. ત્યાં ત્યાંના અધિકારી વર્ગનો પ્રકાશકો ઉપર ઉપકાર થયો છે.

સુરત.
તા. ૧૦–૨–૩૧

પ્રકાશકો

# પરધન મિટ્ટી સમાન

**પરસ્ત્રી માત સમાન ને પરધન મિટ્ટી સમાન;**
**સર્વે પ્રાણી આત્મવત્ જુએ સત્ય જોનાર.**

મ્હારા પિતાની અઢળક મિલ્કતનો હું વારસ થઈશ એવું તો મ્હેં કદિ સ્વપ્નામાં પણ ધાર્યું ન હતું; કેમકે પાંચેક વર્ષ થયાં હું તેમનાથી છૂટો પડયો ત્યારે મ્હારે અને એમને એટલી બોલાચાલી થઇ હતી કે તે ઉપરથી તેમણે મને પોતાની કમાણીમાંથી એક પાઈ પણ મળશે નહિ એમ ચોકખું કહી દીધું હતું. અને મ્હારે એ હરામનો પૈસો લેવો નહિ એવો મ્હારો નિશ્ચય પણ હતો. અમારે બંનેને તકરાર પણ એટલા માટેજ થઈ હતી. નાનપણમાં તો હું કંઇ સમજતો નહિ તેથી એમની ગાડીઓ, ઘોડા, ચાકર, બાગ બગીચા, બંગલા, મીજલસો વગેરેથી મ્હારૂં મન અંજાઇ જતું અને સર્વ મ્હારૂંજ છે એમ હું સ્વાભાવિક રીતે માનતો તથા તેમાં આનંદ લેતો. પણ જેમ જેમ હું મ્હોટો તથા સમજણો થતો ગયો. ને લોકોમાં હરતો ફરતો થયો તેમ તેમ મ્હારે કાને વાતો આવવા માંડી. તેથી મ્હેં જાણ્યું કે મ્હારા પિતાએ પૈસો પ્રથમ જાતમહેનતથી નહિ પણ કુડકપટથી મેળવ્યો હતો. અને એ જ્ઞાન થતાંજ મને તેમની જાતને માટે તથા તેમની દોલતને માટે તિરસ્કાર આવવા લાગ્યો. પાકી ઉમર થતાં સ્પષ્ટ રીતે મ્હારા સમજવામાં આવ્યું કે મ્હારા પિતાએ કોઈ મનમોહનદાસ નામના ભાટીઆને નામે સટ્ટો કરાવ્યો હતો

અને તેમાં મ્હોટો તડાકો પડયો તે વેળા જ તેમની બુદ્ધિ બગડી; મનમોહનદાસના ભટને કંઇક મ્હોટી રકમ આપવાની કરીને તેમના ભોજનમાં વિષ–પ્રયોગ અજમાવ્યો હતો. ને તેને પરિણામે તે બિચારા એક સુશીલ અને કોમળ વચની બાળકીને મૂકીને અચાનક મરણ પામ્યા હતા. આ બીનાનો ખટકો મ્હારા મગજને કીડાની પેઠે કોરી ખાતો હતો અને એ બિચારાં અનાથ માદીકરીની હવે શી અવસ્થા થઇ હશે–તેઓ કેવા દુઃખમાં ડુબી ગયાં હશે–જીવતાં હશે કે નહિ–કેમ કરીને પોતાનું ગુજરાન ચલાવતાં હશે–કયાં રહેતાં હશે એવા અનેક વિચારો મને રાત દિવસ આવ્યાં કરતા; તેથી તેમની મ્હેં ખાનગી રીતે શોધ પણ કરવા માંડી હતી, પરંતુ ઘણા પ્રયત્નો કર્યા છતાં તેમનો પત્તો ખાધો નહિ તેથી મ્હારી ચિન્તા વધવા લાગી. અને પોતાના ભાગીયાનું ખૂન કરાવીને મ્હારા પિતાએ મેળવેલો આ પૈસો કયારે તેના યોગ્ય અધિકારીને સોપું એટલી જ મને અહર્નિશ ચિંતા થયાં કરતી હતી. મ્હારૂં ઉંચું મન થએલું તેથી વાતચીતમાં પણ મ્હારા પિતાની સાથે મ્હારાથી અસભ્યતા અણધાર્યે વપરાઈ જતી. મને આખો દિવસ ઉદાસ જોઇને–અગાઉની પેઠે ગાડી ઘોડે ફરવા હરવા નહિ જતાં મ્હારા ઓરડામાં જ બેસી રહેતો જોઈને–તેમને કદાચ કંઈ લાગ્યું પણ હશે; પરંતુ અમારે કોઇ દિવસ હજી ચોકખી વાત તે સંબંધે થઈ ન હતી. હું સત્તરેક વર્ષનો થયો ને મને પોતાના ધંધામાં જોડાવાની તેમણે સલાહ આપી ત્યારે જ મ્હારાથી એકવાર રહેવાયું નહિ તેથી મ્હેં તેમને ચોકખા શબ્દોમાં કહ્યું કેઃ–"આપની દોલત પ્રમાણિકપણે જ મેળવેલી છે એમ હું ખાત્રીથી માનતો હત તો

આપની આજ્ઞાને અધીન થઇને તેને સંભાળવા—તેની વ્યવસ્થા કરવા—અને તેમાં વધારો કરવા હું તનમનથી તત્પર થાત; પણ આપનું અંતઃકરણ સાક્ષી પૂરતું જ હશે કે આપે તે લોહીમાં ખરડાયેલે હાથે—પરાયા માણુસના જીવને સાટે—જેને તે મળવી જોઇએ તેનુંજ ગળું કાપીને—તેની બૈરીને તથા પુત્રીને રખડતાં, ટળવળતાં, નાગાંપૂગાં, ભીખ માગતાં કરી દઇને મેળવેલી છે. બહારથી આપ સત્ય વર્ત્તનનો—પ્રમાણિકપણાનો—ડોળ ઘાલો છો, પણ પરમાત્મા પાસે આપ જશો ત્યારે શો જવાબ દેશો તેનો ખ્યાલ આપને આવતો નહિ હોય. આપ જાણોછો કે જગત્ બધું આંધળું છે અને આપનું આ ઘોર પાપકર્મ કોઈ જાણુતું નથી, પણ ભલે આપની દોલતના તેજમાં અંજાઇને કોઇ આપને મ્હોંએ નહિ કહેતું હોય, પરંતુ સેંકડે નેવુ વેપારીઓ તો આપના એ કાળા કર્મથી સંપૂર્ણ રીતે વાકેફ છે. મનમોહનદાસનું અચાનક મરણ થતાં પોલીસની તપાસમાં પુરાવો સજડ નીકળે એવો હતો તે પણ આપે આડે હાથે લાંચ આપીને દબાવી દીધો હતો ને પૂર્વકાળનાં સંચિત કંઇક હશે તેથી અત્યાર સુધી આપ બચી જવા પામ્યા છો. પણ એમ ન ધારશો કે ઇશ્વરને ત્યાં ઇન્સાફ નથી. તમારી દોલતનું ગમે તેમ થાઓ તેની મને લેશ પણ ચિન્તા નથી. મ્હારે એમાંની એક પાઇ પણ જોઇતી નથી અને આજથી હું હવે આપના મકાનમાં પણ રહેવા માગતો નથી.”

મ્હારો પિત્તો આ પ્રમાણે ઉકળેલો જોઇને મ્હારા પિતા તો સ્તબ્ધજ બની ગયા. મ્હારા જેવો બાળક છોકરો—પોતાનો જ પુત્ર—પોતાના ઉપર આવો તિરસ્કાર બતાવે એ કંઇ એમનાથી સાંખી રહેવાયું નહિ. તેઓ દાંત પીસીને ડોળા કાઢીને મને

ધમકાવવા લાગ્યા અને ગમે તેવો પોતાનો પૈસો હશે પણ તેમાંથી એક દમડી પણ મને મળનાર નથી–મ્હારા પણ જુદાજ હાલ થવાના છે–વગેરે ગુસ્સાના શબ્દોમાં પોતાના ઉદ્ગાર કાઢીને લાલચોળ બની ગયેલે ચહેરે મ્હારી સામા આવીને ઉભા રહ્યા. એમનું ચાલત તો મને ત્યાં એ ઠારજ કરત પણ સારે ભાગ્યે ત્યાંથી હું એકદમ ખસી ગયો ને બંદર ઉપર જઈ તેજ દિવસ ચાલતી સ્ટીમરમાં આફ્રિકા તરફ જવા ઉપડી ગયો.

આફ્રિકામાં અમારી ન્યાતના કેટલાક વેપારી મ્હારા ઓળખીતા હતા. તેમાંના એક અમારા સગાની દુકાનમાં હું રહ્યો. અને મ્હારી જાત મહેનતથી દુકાનના સર્વ કામની માહિતી મેળવી. તેમને હું ખરા દિલથી મદદ કરતો હતો તેથી તેમનું મન પણ મ્હારા પ્રતિ સ્વાભાવિક રીતે આકર્ષાવા લાગ્યું હતું. અને તેમણે પોતાની દુકાનમાં મ્હારો ભાગ રાખવાની ગોઠવણ કરી આપી હતી તેથી સર્વ રીતે મને સંતોષ હતો. અમારૂં કામ ધમધોકાર ચાલતું હતું તેથી મને બીજા વિષયોની ચિન્તા કરવાનો વખત પણ મળતો ન હતો, પરંતુ કોઇ વેળા હું રાત્રે ઉંઘમાંથી જાગતો ત્યારે મને બિચારા મનમોહનદાસની વિધવા તથા બાળકીના વિચારો અનાયાસે આવી જતા અને પ્રભુ કરે ને તેમનો મ્હારે હાથે, કંઇક પણ, મ્હારા પિતાના કુકૃત્યથી ખમવી પડેલી દુર્દશામાંથી ઉદ્ધાર થાય એમ હું પ્રાર્થના કરતો હતો. પણ તેઓ ક્યાં હશે–મ્હારે પાછું મુંબઇ જવાનું ક્યારે થશે–તેટલામાં તો તેઓ તદન કંગાલ થઇ ગયાં હશે–એમ જ્યારે મને ભાન થતું ત્યારે હું સર્વ આશા એ તરફની મૂકી દેતો ને પ્રભુમાં જ આસ્થા રાખી મન વાળતો.

આવી રીતે અમારા દિવસો જતા હતા એટલામાં એકવાર સવારે ઉઠીને હું દુકાને જતો હતો ત્યાં મ્હારા નામનો તાર લઈને પટાવાળો આવતો હતો તેણે મ્હારૂં નામ પોકાર્યું તેથી મ્હેં જરા ભીતિથી તે તાર હાથમાં લીધો ને સરનામું વાંચી ખાતરી કરી પહોંચમાં સહી કરી આપી. એકદમ તેને ખોલીને વાંચ્યો તો તેમાં મ્હારા પિતાનું ભવિષ્ય થયાની ખબર અમારા મુનીમે મને આપેલી જણાઈ. પ્રજામાં મ્હારા વિના બીજું કોઈ હતું નહિ, તેથી મ્હારાં માતાના આશ્વાસનની ખાતર મ્હારે હવે મુંબઈ તો જવું જ જોઇએ એમ મને લાગ્યું; અને શેઠને એ વાતની ખબર કરતાં તેઓ પણ મ્હારા મત સાથે સંમત થયા. તેથી તાકીદનું કામકાજ આટોપી લઈ, દુકાનનો હિસાબ તથા સિલિક તેમને સોંપીને મ્હેં ઉપડવાની તૈયારી કરવા માંડી; ને સારે ભાગ્યે આગબોટ બીજે દિવસે જ મળે એમ જણાયું તેથી તેમાં બેસી હું પાછો મુંબઈ આવવા નીકળ્યો. લાંબો રસ્તો કાપવાનો હતો તેથી કેટલાંક પુસ્તકો હું મ્હારી સાથે લાવ્યો હતો તે વાંચવામાં હું મ્હારો કાળ વ્યતીત કરતો. પણ જ્યારે કંટાળતો ત્યારે મ્હારૂં મન સ્વાભાવિક રીતે હું જે દિવસે આવી સ્ટીમરમાં બેસીને મુંબઈથી આફ્રિકા આવ્યો હતો તે દિવસની મુસાફરી તરફ વળતું. કેવા સંજોગોમાં મ્હેં મ્હારૂં મકાન છોડયું હતું, કેવી માનસિક સ્થિતિમાં હું તે વેળા હતો ને આજ પાછો કેવી સ્થિતિમાં જાઉં છું, મુંબઈ પહોંચતાં માતાની શી દશા હશે, કામકાજનું શું કરવું, પિતાની પુંજીનો ઉપયોગ કેવી રીતે કરવો, પેલાં મા દીકરીની હજી કંઇ ખબર મળશે કે કેમ એ વગેરે અનેક તરંગો મ્હારા મનમાં બહારના સમુદ્રના તરંગોની સાથે ઉછાળા મારતા.

યોગ્ય સમયે અમે મુંબઇ પહોંચ્યા. મ્હારા આવવાની ખબર તારથી મ્હેં મ્હારાં માતાજીને મોકલાવી હતી. તેથી મુનીમ ગાડી લઇને મને બંદર ઉપર તેડવા આવ્યો હતો; અને સગાં સંબંધી તથા મિત્રમંડળમાંથી કેટલાક મને મળવા પણ આવ્યા હતા. ઘણે વર્ષે દેશમાં પાછા આવવાથી મ્હારા ચહેરામાં ને શરીરમાં તેમને મ્હોટો ફેરફાર લાગ્યો પણ એકંદર મ્હારૂં વાન પુષ્ટ થયું હતું અને હવે હું ઉમરે પણ વધેલો હોવાથી તેમજ કામકાજનો અનુભવ જાતે મેળવેલો હોવાથી વર્ત્તમાન સ્થિતિ વિષે પૂછપરછ કરવા લાગ્યો; તેથી સર્વને જણાયું કે આ કંઈ ગાંજ્યો જાય એવો નથી.

મકાને આવી માતાને મળતાં તેમનું દુ:ખ જોઇ મ્હારાથી પણ રોયા વિના રહેવાયું નહિ. ગમે તેટલું પણ શિરછત્ર તો શિરછત્રજ. તેમને તો મ્હારા પિતાની પૂરી ખોટ જ હતી. પ્રારંભમાં ગમે તેમ કરીને એમણે મિલ્કતનો પાયો રચ્યો હતો, પણ પાછળથી પોતાના પ્રામાણિક વર્ત્તનથી તેમણે સર્વ કલંક ધોઇ નાંખ્યા જેવું કર્યું હતું, અને મ્હારાં માતાજીને તો કોઇ પ્રકારની ન્યૂનતા હતી જ નહિ. તેઓ હવે નિરાશામાં નિમગ્ન થઇને ભવિષ્યની ચિન્તામાં પડયાં હતાં. તેઓ જાણતાં હતાં કે મ્હારા પિતાના પૈસાને હું હાથ લગાડવાનો નથી. તેથી આ બધી ઇસ્કામતનું શું થશે એ વિષે એમના મનમાં મ્હોટી ગડભાંગ થતી હતી. લોકરીતિ પ્રમાણે મ્હેં આવીને દુકાનનું કામ કાજ તપાસ્યું–મુનીમોને બધી હકીકત પૂછી ઘરમાં જે કંઈ દર દાગીના ને રોકડ હતી તે હિસાબ તથા નોંધ સાથે મેળવી લીધી. પણ પ્રત્યેક ચીજ જોતાં મને એમ થતું કે આનો ખરો ભોક્તા હું નથી. જ્યાંસુધી તેનો અર્થ

હિસ્સો પણ તેના યોગ્ય માલિકને ન સંપાદન થાય ત્યાંસુધી મ્હારે એમાંથી કોડીની મતા પણ મ્હારા ઉપયોગમાં લેવી નથી. મ્હારી સાથે મ્હારી કમાણીમાંથી હું જે કંઈ લાવ્યો હતો તેટલું જ મ્હારે માટે તો બસ હતું. આ પ્રમાણે ઘરનું સર્વ કામકાજ તપાસ્યા પછી ભાઈ દોસ્તોને તથા સગાં વહાલાંને હું મળી આવ્યો; અને બીજે દિવસ ટપાલના કાગળો જોતો હતો તો તેની અંદર સર હરકીસનદાસની પુત્રીના લગ્ન પ્રસંગની તે રાતે થવાની મીજલસના આમંત્રણનું કાર્ડ આવેલું મને મળ્યું. આવી રીતે હળવા મળવામાં મને બહુ ગમત પડતી નહતી પણ ઘણે વર્ષે દેશમાં આવેલો અને સર હરકીસનદાસ અમારા સગા હોવાથી તેમને ત્યાં તો જવું જ જોઈએ એમ મને લાગ્યું. વળી તેમની પુત્રીના લગ્ન પ્રસંગે મ્હારે કંઈ ભેટ પણ મોકલવી જ જોઇએ. તેથી મ્હેં તીજોરી ઉઘાડીને દાગીનામાંથી એક હીરા મોતીની વાળી કાઢીને તેની સાથે મ્હારૂં કાર્ડ ટાંકીને તેમને ત્યાં અમારા મુનીમની સાથે મોકલી આપી.

રાત્રે હું વાળુ કરીને ગાડી જોડાવી શેઠને ત્યાં જવા નીકળ્યો. તે વેળા મ્હારા મનમાં એમ થતું હતું કે અમારે ત્યાં આટલી બધી મિલ્કત નકામી પડી રહી છે, ને અમે તેનો ઉપયોગ કરતાં નથી; પણ આ શહેરના કેટલાક ભાગમાં એવાં સેંકડો મનુષ્યો હશે કે જેમને અત્યારે ટુકડો રોટલો પણ મળવાના સાંસા હશે, તો પછી રહેવાના ઘરબારની તો વાતજ શી ? શા માટે આમાંનો કંઇક ભાગ તેવા દરિદ્રોનું દુઃખ ટાળવામાં ન વાપરવો ? ઘણી મહેનત કર્યા છતાં, તજવીજ લગાવ્યા છતાં તેનો ખરો હકદાર તો હજી મળતો નથી;

ત્યારે કાલ સવારથી જ ધીમે ધીમે એનો સદુપયોગ એવી રીતે કરવા માંડું તો શી હરકત ? એથી મ્હારા મનનું કંઈક સમાધાન થશે; અને જે પાપ કરીને એ પૈસો મેળવ્યો હતો તે પક્ષાલન કરવાનો કંઇક ઉપાય પણ લેવાશે. આવી રીતે મ્હારૂં મન વિચારમાં ગુંથાયલું હતું. તેથી ગાડી કયાં ચાલે છે તે ઉપર મ્હારૂં ધ્યાન બિલકુલ હતું જ નહિ; ને હું જાણે બીજી દુનિયામાં જ હોઉં એમ કેવળ વિચારમાં જ લીન થઇ ગયો હતો. તેવામાં એકદમ કંઇક અથડા અથડીનો અવાજ થયો ને મ્હારા વિચારોમાંથી જાગ્રત થતાં જ મ્હેં ગાડીની બારીમાંથી ડોકીયું કાઢીને જોયું તો અમારી ગાડીની સામે જ એક વિકટોરીઆ અફળાયેલી, ને તેનો ઘોડો ભોંય ઉપર તરફડીયાં મારતો મ્હારા જોવામાં આવ્યો. મ્હારો કોચમેન પણ ઉતરી ગયો હતો, ને અમારી ગાડીને કે અમારા ઘોડાને કંઈ નુકસાન થયું છે કે નહિ તે ઝટપટ જોતો કે સામેની ગાડીના ઘોડાને છોડવવા માટે ચાકુ કાઢી તેના પાટા તોડી નાંખવામાં મદદ કરતો હતો. તેવામાં મ્હારી દૃષ્ટિ ગાડીમાં બેઠેલી એક સ્ત્રી તરફ ગઇ. તેના મ્હોં ઉપર સ્વાભાવિક રીતે ચિન્તા પ્રસરી રહી હતી. વિકટોરીઆમાંની તેની બેઠકના ભાગને આંચકો લાગતાં તે તૂટી ગઈ હતી ને તેનાં પાટિયાં ઉડીને તેને વાગ્યાં પણ હતાં. તેથી તેના હાથ ઉપર લોહીની તસર ફૂટી આવી હતી. મ્હેં એકદમ તેની પાસે જઇને તેને ઉતરવા માટે વિનતિ કરી, મ્હારો હાથ આપી ધીમેથી નીચે ઉતારીને તેને કંઇ બીજી ઇજા થઈ છે કે કેમ તે પૂછયું, તેણે સ્વાભાવિક રીતે મ્હારો ઉપકાર માન્યો ને હાથે છોલાયા ઉપરાંત બીજી કંઈ હરકત પોતાને થઈ નથી એમ જણાવ્યું.

 

તેનાં વસ્ત્રો બહુ કિમતી નહિ છતાં તેના રૂપરંગને વધારે દીપાવે તેવાં હતાં. વય જોતાં વર્ષ વિશેકનું જણાતું હતું. તેને ક્યાં જવાનું હતું તે મ્હેં પૂછ્યું તો તેણે સર હરકીસનદાસને ત્યાંની મીજલસમાં જવાનું કહ્યું; તેથી મ્હેં તેને વિનતિ કરી કે જો હરકત ન હોય તો મ્હારી ગાડીમાં જ બેસી જાઓ. મ્હારે પણ તે શેઠને ત્યાં જ જવાનું છે ને બીજી ભાડુતી ગાડી મંગાવતાં વાર થઇ જશે; માટે મ્હારી સાથે આવશો તો હું ઉપકાર થયો માનીશ. તેણે લજ્જાથી આનાકાની કરી પણ આખરે મ્હારી વિનતિ સ્વીકારીને મ્હારી ગાડીમાં પ્રવેશ કર્યો. તેની પાછળ હું જઇને સામી બાજુએ બેઠો ને ગાડી-વાળાને ચલાવવાનો હુકમ કર્યો; ત્યાં તો વિકટોરીઆવાળો જરા ઘોડાની ચિન્તામાંથી મુક્ત થએલો તે દોડતો આવીને કહેવા લાગ્યો કેઃ–' વાહ બાઇ! તમે ઠીક જણાઓ છો– આટલું નુકસાન મ્હારી ગાડીને થયું ને ભાડું પણ આપ્યા વિના ચાલી જાઓ છો?" આ સાંભળી તે બાઇએ કહ્યું,– "અરે હા ભાઈ! ત્હારૂં ભાડું ચૂકવવું તો હું ભૂલીજ ગઈ હું, માફ કરજે મને"–એમ કહી પોતાના ખીસ્સામાં હાથ ઘાલી પૈસા આપવાના કાઢયા. પણ તે આપે તે પહેલાં તો મ્હેં મ્હારી પાસેથી રૂપીઓ કાઢીને તેના હાથમાં મૂકી દીધો. તે બડબડવા લાગ્યો એટલે મ્હેં તેને કહ્યું કે મ્હારા ગાડી-ઘોડાને તારી બેદરકારીથી નુકસાન થતું પરમેશ્વરે જ બચાવ્યું છે ને હું તને પોલીસમાં પકડાવું તો તું ગુન્હેગાર ઠરીને શિક્ષાને પાત્ર થાય, માટે હવે તારે વગર બોલે ચાલી જવું જોઇએ.

અમારી ગાડી ચાલ્યા પછી થોડીવાર તો અમે બંને જણ વગર બોલે બેસી રહ્યાં; પણ એકદમ તેના હાથ પર

લાગેલું હતું તે સાંભરી આવવાથી મ્હેં મ્હારી પાસેની દવાની પેટીમાંથી તેના ઉપર લોહી બંધ થવાની દવા ચોપડવા આપી. તે તેણે ચોપડી, પોતાનો રૂમાલ તેના ઉપર વીંટી લીધો, અને દવાની શીશી પાછી આપતાં હળવે રહીને તેની સાથે મ્હારા હાથમાં બીજું પણ કાંઇક સેરવી દીધું. મ્હારા હાથને તે ચીજનો સ્પર્શ થતાં હું સમજ્યો કે તે રૂપીઓ હતો તેથી મ્હેં તેને પાછો આપવા માટે હાથ લંબાવ્યો અને કહ્યું કે "એમાં શું ! એટલામાં આપવાનું હોય નહિ."

આ સાંભળી તેણે મ્હારી સામું જોઇ દીનતાથી યાચના કરતી હોય તેમ મને તે સ્વીકારવા કહ્યું. "ધારો કે હું કોઇ મરદ હોત તો તમે લેત કે નહિ ! વ્યાજબી રીતે એ મ્હારે જ આપવું જોઈએ."

મ્હારાથી તેનું આ વચન પાછું ઠેલાયું નહિ તેથી આખરે મ્હેં તે રૂપીઓ લીધો ને મ્હારા ગજવામાં મૂકી દીધો.

થોડી વારમાં તો અમે સર હરકીસનદાસના બંગલા પાસે આવી પહોંચ્યાં અને ગાડી ઉભી રહેતાં જ તે અંદરથી સડાક લઇને ઉતરી પડી ને પાછળથી હું પણ ઉતર્યો. બહાર આવીને પોતાનાં વસ્ત્રો ઠીક ઠાક કરી મ્હારો આભાર માનીને એ તો પગથીયાં પર ચઢી ગઈ અને ત્યાં સર હરકીસનદાસ-નાં પત્ની આવકાર દેવા ઉભાં હતાં તેમને મળીને અંદર ચાલી ગઇ. કોઈ મોટા ઘરની બૈરી હોય ને તેને મળતાં જેવું માન આપે તેવું માન આને અપાતું મ્હારા જોવામાં આવ્યું નહિ; તેથી મ્હારા મનમાં જરા અંદેશો પડચો કે આ કોઇ નજીકના તેમના સગામાંની તો નહિ જ હોય. પુરૂષ-

વર્ગને માટે જુદા રાખેલા ભાગમાં હું દાખલ થયો અને ઘણે વર્ષે પાછો આવેલો હોવાથી ઘણાં સગાં સંબંધીઓ તથા મિત્રોને અહીં મળી શક્યો. હું આમ તેમ ફરતો હતો ખરો, પણ મ્હારૂં મન પેલી સ્ત્રી ફરી કયારે મળે તથા તે કોણ હતી, તેની બાતમી શી રીતે મેળવવી, તેના ઉપાયો શોધવામાં રોકાયલું હતું.

થોડી વાર પછી કન્યાને માટે આવેલી ભેટો જે ભાગમાં સંગ્રહ કરીને રાખવામાં આવી હતી તે તરફ તેને જતી જોઈને હું પણ તે ભણી વળ્યો; અને અમે બંને સાથેજ જુદે જુદે બારણે થઈને અંદર પેઠાં. તે વેળા અમારા બે સિવાય માત્ર એક ત્રીજો માણસ ત્યાં ખૂણામાં દૂર એક નવા પ્રકારની બેરોમીટર મૂકેલી હતી તે જોતો જોતો અમારા તરફ પીઠ ફેરવીને બેઠેલો હતો એટલે અમારે વાત કરવામાં કંઇ અડચણ આવે તેમ ન હતું. મને જોઈને તેણે લગાર મ્હોં મલકાવ્યું અને ટેબલો ઉપર કાચના ઢાંકણાવાળી, ચકચકિત પેટીઓમાં, ચારે પાસથી તથા ઉપરથી પ્રકાશતા વીજળીના દીવાના તેજમાં ઝગઝગતી સેંકડો ભાતભાતની ચીજો ગોઠવેલી હતી, તેમાંની એક જોઇને તેના મ્હોંમાંથી "અહા ! કેવી સુંદર છે !" એવો ઉદગાર નીકળી ગયો. તેણે જે ચીજના સંબંધમાં પોતાની પસંદગી બતાવી હતી તે મ્હારી દૃષ્ટિએ પડતાં મ્હેં તેને પૂછ્યું કે "શું તમને આ બહુ ગમે છે ?" તેણે કહ્યું—"જુઓ તો ખરા, શું આ હીરાનું તેજ છે ! મોતી પણ પાણીદાર છે ! —મને તો લાગે છે કે એ ઘણીજ કિમતી હોવી જોઇએ."

મ્હેં કહ્યું 'ખરૂં કહો છો વાળીની બાંધણી પણ નમુનેદાર છે.'

મ્હારો આ ઉત્તર સાંભળી વિશેષ બોલવાને બદલે જરાક ભ્રમર ચઢાવી તે બીજા અલંકાર જોવાને ચાલી. મ્હારૂં ધ્યાન આ વખતે પેલા દૂર બેઠેલા શખ્સ તરફ ગયું. તે કયારનોએ ત્યાં એકજ ચીજ જોયા કરતો હતો તેથી મને લાગ્યું કે નક્કી શેઠ સાહેબે કોઈ છૂપી પોલીસના માણસને અહીં ચોકી માટે રાખેલો હશે. અમારી વાત એણે સાંભળી હશે જ એમ પણ મને થયું; તેથી હવે પ્રસંગ મળે તો ધીમેથી બોલવાનો મ્હેં ઠરાવ કર્યો. બધી ચીજો જોઈ રહીને પાછી એ પૂર્વ સ્થળે આવી મારી પાસે ઉભી રહી, અને મને પૂછવા લાગી કે:–"શું આ બધા કિમતી દાગીના અને તે ઉપરાંત "ફેશનેબલ" ગણાતી–માત્ર શોભા ખાતરજ મૂકી રાખવાની–નાની નાની આટલી બધી કિમતી ચીજોનો ઉપયોગ આ પરણનાર જોડું આખી જીંદગીમાં પણ કરી શકશે? હાલની જનસમાજનું બંધારણ જ કોણ જાણે કેવું છે કે એક સ્થળે અઢળક દોલત કોઈ ખાઓ–કોઇ ખાઓ–કરતી પડી હોય છે, તો બીજી પાસ–શું ખાઉં–એમ ભૂખે મરતાં હજારો ગરીબ રાંક–કંગાલ–માણસોના પોકાર સંભળાય છે. આમાંથી એક સોમો હિસ્સો પણ એવા લોકોમાં વહેંચવામાં આવે તો કેટલા દરિદ્રીનું કલ્યાણ થાય? કેટલાં ભૂખથી પીડાતાં માણસની આંતરડી ઠરે? કેટલાં અનાથની આશિષ મળે?"

આ તેના વિચારો જોતાં મને જણાયું કે તે કંઇ સાધારણ પંક્તિની સ્ત્રી હોવી ન જોઇએ. તેનો અભ્યાસ પણ ઉંચા પ્રકારનો ને તેની સોબત પણ ભણેલાઓની સાથે હોવી જોઇએ. હાલના સંજોગે મ્હારો પોતાનો વિચાર પણ મ્હારા પિતાના અવળે માર્ગે સંપાદન કરેલા દ્રવ્યનો વ્યય કંઈક

આવીજ રીતે કરવાનો હતો તેથી અંદરખાનેથી હું તેના મતને મળતો હતો; પણ તકરાર લંબાવવા ખાતર મ્હેં તેનો વિરૂદ્ધ પક્ષ સ્વીકારતો હોઉં એમ કહ્યું કે–" તમારૂં કહેવું યથાર્થ છે–પણ શું તમે એમ સમજો છો કે એમ કરવાથી દેશની સ્થિતિ સુધરશે ? પોતાની મેળે તો કોઇ પોતાનું કમાએલું ધન બધું પારકાને આપી દે એ બનવું અસંભવિત જ છે. દાન કરતા હશે તે પણ છોકરાં છૈયાંને માટે રાખીને કરતા હશે. પણ ધારો કે તમારા મત પ્રમાણે સરકાર એક કાયદો કરીને પરાણે બધાંની મિલ્કત ભેગી કરીને તમામ પ્રજાવર્ગને સરખે હિસ્સે વ્હેંચી આપે તો તેથી શું તેજ વિભાગ કાયમ રહેશે ? સર્વનાં દુઃખ હંમેશને માટે નાશ પામશે ? પછી કોઇ દરિદ્રી જ નહિ થાય ? તમે જુઓ છો કે આપણા શેઠીઆઓમાં પણ ઘણાકને મ્હોટા વારસા મળ્યા હોય છે, પણ તેમના વારસા સ્વચ્છંદ વર્ત્તનથી તે સર્વ ગુમાવી દઇને ભીખારી થઇ જાય છે, ને જેમના બાપ કંઇ મૂકી ગયા હોતા નથી તેઓ જાત મહેનતથી–આત્મબળથી–લાખો રૂપીઆ કમાઇને નામ મેળવી જાય છે. જે દરિદ્રોની સ્થિતિ તમે સુધારવા માગો છો તેઓ ઘણે ભાગે અવિચારી અને વ્યસની હોવાથી દ્રવ્ય મળતાં જ તેનો દુરુપયોગ કરવાના ને પાછા હતા તેવાજ થવાના. તો પછી તેમને આમ મફતનું આપી દેવામાં શો લાભ ?

મ્હારા સામું તે ટગર ટગર જોયાં કરતી હતી અને મ્હારો જવાબ સાંભળી તેના મનમાં જે ઉભરો આવ્યો તે સમાવવા માટે તે જરા જુસ્સાથી બોલી કે–"બધી વાત ખરી,

પણ શું ધનાઢયોનો ધર્મ નથી કે એવા અધર્મનો ઉદ્ધાર કરવો–તેમને માટે કેળવણીનાં સાધનો પુરાં પાડવાં, નીતિનું શિક્ષણ આપવું, સારી હવા અને પ્રકાશવાળાં મકાનોમાં રહેવાની સગવડ કરી આપવી. કરકસર કરવાની ટેવ પાડવી, ને આરોગ્ય સંરક્ષણના નિયમો શીખવવા. સરકાર તે કેટલુંક કરશે? જ્યાંસુધી આપણામાંના લક્ષ્મીના માનીતા પોતાની સમૃદ્ધિના કાંઇક અંશનો પણ આવા પરોપકારી કામમાં ઉપયોગ નહિ કરે, ગરીબોનાં સંકટો નહિ નિવારે, ખેડુતોને ભણાવીને પૃથ્વીમાંથી વધારે પાક કેમ મેળવી શકાય તે નહિ સમજાવે, ધર્માદા સંસ્થાઓ નહિ સ્થાપે, સ્ત્રીઓને સંસાર વ્યવહારનું ઉપયોગી જ્ઞાન મળે એવી શાળાઓ નહિ કાઢે, અંગબળ વધારનાર રમતો રમાડીને યા ગૃહકાર્યમાં જોડીને અગાઉના જેવી તેમને સબળ નહિ કરે, ત્યાં સુધી દેશના અભ્યુદયની આશા રાખવી વ્યર્થ છે. વળી ગરીબોને કેળવવામાં શ્રીમંતોને પોતાને પણ મ્હોટો લાભ છે. આજ તેઓ ચોરોથી ડરે છે, પોતાની મિલ્કતનું કેવી રીતે સંરક્ષણ કરવું તેના હજારો નવા નવા ઉપાયો શોધે છે, છતાં કેટલીકવાર પોતાની આખી જીંદગીની કમાણી એક સપાટે કોઇ ઉઠાઉગીરને હાથે ખોઇ બેસે છે. તેને બદલે જો આ દરિદ્રવર્ગને કેળવણી આપી તેમના મનમાં સદ્‌વિચારો ઠસાવવામાં આવ્યા હોય તથા તેમને પેટ પૂરતો ખોરાક ને ધંધો રોજગાર મળે તે પ્રમાણે કર્યું હોય તો તેઓ ચોરી કરવાનો વિચાર પણ ન કરે અને આપણા શેઠીઆઓ સુખેથી સુઇ રહી પોતાની લક્ષ્મીનો ઉપભોગ વગર બ્હીકે કરી શકે. માટે તે દરિદ્રોના સુખને સારૂ સાધનો પૂરાં પાડવાની આ રીતે પણ ખરી જરૂર છે.”

તેનું આ કહેવું અક્ષરે અક્ષર સત્ય છે એમ હું મનમાં સમજતો હતો અને હવે તેના મતનું દલીલથી ખંડન કરવા કરતાં તેની સાથે મળી જઇને તેને આવા વિચારો ધરાવવા માટે સાબાશી આપવાના શબ્દો મ્હારા મ્હોંમાંથી કાઢવા જતો હતો એટલામાં બીજા પણ ગૃહસ્થો ને સ્ત્રીઓ તેજ સ્થળે સર્વ અલંકાર જોવા આવવા લાગ્યાં તેથી અમારૂં બોલવું બંધ થયું. એ બીજા કબાટો જોવામાં ગુંથાઈ અને હું કેટલાંક પુસ્તકો ભેટ દાખલ ખાસ બંધાવીને કેટલાક મિત્રોએ મોકલેલાં હતાં તે ઉથલાવવા લાગ્યો તેમાંના એકમાં અચાનક નીચેના વાક્ય ઉપર મ્હારૂં ધ્યાન ગયું:—

"ન્યાયાધીશોનો અને ધર્મગુરૂઓનો તો ધર્મ જ છે કે તેમણે દરિદ્ર લોકોને બનતા પ્રયાસે સુખી રાખવાની સાથે સદ્‌ગુણસંપન્ન બનાવવા જોઇએ, અને દરિદ્રાવસ્થામાં આવી પડેલાં મનુષ્યોએ પોતે સદ્‌ગુણી થવાનું લક્ષ્ય રાખવું જોઇએ."

આ પ્રમાણે હું વાંચતો હતો તેવામાંજ એ મ્હારી પાસે આવી પહોંચવાથી મ્હેં એને પૂછયું કે "જોયું આ ગ્રંથકાર શું કહે છે તે ?"

તેણે તરત જ તે ભાગ વાંચી જોયો ને પછી ઉપહાસાત્મક ઉકિતમાં મને જણાવ્યું કે—"ઠંડે પેટે ગ્રંથો લખવા ને ક્ષુધાથી પીડાતાનાં દુઃખ જોઇને ટીકા કરવી એમાં આસ્માન જમીનનો ફેર છે. મને તો લાગે છે કે એ લખનાર બિચારાને કોઇ દહાડો ખોરાકના સાંસા પડયા નહિ હોય નહિ તો એવી અવસ્થામાં સદ્‌ગુણી રહેવાનું કેટલું મુશ્કેલ છે તેનો ખ્યાલ એને આવ્યા વિના રહેત નહિ. આપણે જ વિચારી જુઓને—

અન્ન વિના જેના પ્રાણ તરફડતા હોય તે સારા ખોટાના વિચાર કરવા રહે ખરો? એ તો પોથીમાંનાં રીંગણાં.”

મ્હારી ખાત્રી થઈ કે આણે આ વિષય ઉપર ઘણો વિચાર કરેલો હોવા જોઈએ. હું તો આજ સુધી જુદા જ માર્ગમાં જીવન ગાળતો હતો તેથી મ્હેં કંઈ એ વિષયનો અભ્યાસ કર્યો ન હતો એટલે હું તો મુંગો થઈ ગયો ને ચાલતાં ચાલતાં અમે પાછાં તે કાચના કબાટ પાસે આવ્યાં. પેલા દૂર બેઠેલા માણસને કંઈ વહેમ પડે નહિ એટલા માટે હું કેટલીક રમત ગમતની ચીજોવાળા કબાટ ભણી જોવા લાગ્યો. આ વેળા તે સ્ત્રીના તરફ મ્હારી પીઠ હતી તેથી એ શું કરે છે તે મ્હારાથી જોવાય એમ ન હતું પણ જે માણસ દૂર ખૂણામાં બેઠો હતો તેની તરફ કંઈક ખડખડાટ થયો તેથી હું ચમક્યો ને જોવા લાગ્યો તો બે વાત ઉપર મ્હારી દૃષ્ટિ પડી, જાણે કે અજાણે તે માણસ હાથ ઉંચો કરવા ગયો તેથી પાસેના ટેબલપર મૂકેલી પાંચ સાત છબીઓ ઉથલી પડી તે પાછી ઠેકાણે મૂકવામાં તે રોકાયો એટલામાં પેલી સ્ત્રીએ તે કબાટનું કાચનું ઢાંકણું હળવે રહીને ઉંચું કરી તેની અંદરની એક ચીજ, તલપ મારી, હાથમાં પકડી લઈ ને ત્યાંથી ચાલવા માંડયું. મ્હેં જોયું કે જે ડાબલીમાંથી તે ચીજ ઉપાડી લેવામાં આવી હતી તે ખાલી પડી હતી. આવો અણધારેલો બનાવ બનેલો જોતાં જ હું તેની પાછળ જરા જોસથી ચાલ્યો. મ્હારૂં હૃદય તે વેળા ધબક ધબક થતું હતું. આવી કેળવાયલી આવા ઉંચા વર્ગના ગૃહસ્થો સાથે સંબંધ ધરાવતી યુવતી આવું કામ કરે, એ કોઈ દહાડો મ્હારા તો સ્વપ્નામાં પણ ન હતું તેથી મ્હારૂં ચાલે તો તેને આ ગુન્હાના અનિષ્ટ પરિણામનું ફળ

ભોગવવું ન પડે એવો ઉપાય લેવા મ્હેં ધાર્યું. મને આવતો જોઇને તે ગભરાઈ. તેની પાસે હું પહોંચ્યો તો મને તેનો ચહેરો ફીકકો પડી ગયેલો જણાયો. તેની આંખમાં આંસુ પણ ભરાઈ આવતાં હોય એમ મને લાગ્યું. તરતજ તેણે પોતાનો રૂમાલ મ્હોં ઉપર રાખી દઇને પોતાની લાગણી છુપાવવા પ્રયત્ન કર્યો. પોતે પકડાઇ ગઈ છે એમ જાણવાથી તેને ભય પણ થયો એ હું સમજી શકતો હતો. જમણે હાથે પોતાની સાડી સજડ પકડીને તે ઉભી હતી. અમે આ વેળા બારણા પાસે પહોંચ્યાં હતાં ને મ્હેં પાછળ નજર કરી તો પેલો માણસ પોતાની જગાએથી ઉઠીને અમારા તરફ આવતો હોય એમ મને લાગ્યું તેથી મ્હેં તેના કાનમાં કહ્યું કે–"ઝટ કરો–મને એ ચીજ પાછી આપી દ્યો–હું તેને ઠેકાણે મૂકી દઈશ તેથી વધારે હો હો થશે નહિ."

એને પણ જણાયું કે મ્હારી શિખામણ માન્યા સિવાય છૂટકો નથી. તેને લીધે એણે પોતાની મૂઠી ઉઘાડી. એકજ રીતે બીજીવાર પાછો અમારા હાથનો સ્પર્શ થયો. "અરે ! આ વખત પણ બીજો રૂપૈયો જ એના હાથમાં હોત તો કેવું સારૂં !" એમ મને થઇ ગયું. પણ મને જણાયું કે તે કંઇ બીજી જ ચીજ હતી. મ્હારા હાથમાં તે આવતાંજ મ્હેં તેને કહ્યું કે "હવે તમે અહીંથી ધીમે ધીમે બંગલા બહાર કંઈ પણ ગભરાટ વિના ચાલ્યાં જાઓ ને પેલી કમાન પાસે ઉભાં રહેજો–હું ત્યાં હમણાં જ આવું છું. પેલો માણસ આપણી તરફ તાકીને જોયાં કરે છે."

મ્હારી ખાતરી હતી કે આ પ્રમાણે તે મ્હારી વાટ જોતી ઉભી રહેશે જ. તે અત્યારે નિરાધાર હતી. મ્હેં જોયું

કે તે ગંભીર ચહેરે, સ્વાભાવિક ગતિથી, ચાલતી ચાલતી આગળ ગઈ એટલે મ્હેં તરતજ પાછા ફરીને પેલા માણસની તરફ પીઠ ફેરવીને ધીમેથી કબાટનું ઢાંકણું અધખોલું કરીને તે ચીજ તેની ડાબલીમાં પાછી મૂકી દીધી. આમ કરતાં મને જણાયું કે તે મ્હારી મોકલેલી હીરા મોતીની વાળી જ હતી ! ! મ્હારા કપાળ ઉપર પરસેવો છૂટતો હતો. મ્હારૂં કામ કરીને આમ તેમ જોયા વિના હું પણ ત્યાંથી નીકળી ગયો અને મ્હેં બતાવેલી કમાન પાસે પહોંચ્યો તો ત્યાં મ્હેં તેને મ્હારી વાટ જોઈને ઉભેલી દીઠી. મ્હેં જલદી એક નોકરને વિકટોરીઆ લેવા દોડાવ્યો અને એને આંખનો ઈસારો કર્યો તેથી ઝટ એ મ્હારી સાથે ચાલવા લાગી.

"તમારી ગાડીને શોધી લાવતાં તો વાર બહુ થશે. આપણે ત્યાં સુધી ચાલીએ તો કેમ !"—એ બોલી.

"મ્હારી ગાડી માટે માણસ મોકલું તો કોણ જાણે કયારે એ આવે. આપણે વધારે વાર અહીં રોકાવું ઉચિત નથી. મેં તો વિકટોરીઆ મંગાવી છે તેમાં હું તમને તમારે મકાને મૂકી જઈશ."

ગાડી આવતાંજ અમે બેસી ગયાં. થોડીવાર તો અમારા બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહિ, પણ મ્હારાથી રહેવાયું નહિ તેથી પહેલાં હું જ બોલી ઉઠયો કેઃ—

"તમે આવું શું કામ કર્યું ?"

"મને લાગે છે કે હું તે વેળા ભાન ભૂલી ગઈ હતી— મ્હારૂં મગજ ચકડોળે ચઢયું હતું—મ્હેં આજ સવારનું હજી ખાધું પણ નથી."

"શું કહો છો? એમ તે હોય?"

જવાબમાં તેણે ફીકકે ચહેરે કાંઈક હાસ્યનો દેખાવ આણ્યો. પણ તુરત જ તેનાથી રોઈ જવાયું. તેને આમ પુષ્કળ આંસુ પાડતી જોઇને મને તેની ઘણી જ દયા આવી. મ્હેં તેનો હાથ પકડીને નરમાશથી કહ્યું:—

"સાંભળો–તમારી હકીકત હું વધારે જાણવા ચાહું છું. તમને હું મદદ કરવા ઇચ્છું છું. માટે જરા દીલ ખોલીને મ્હારી સાથે વાત કરશો? આટલી રાતે તમારે ત્યાં હું તમને મૂકવા આવવાનું પસંદ કરતો નથી; પણ તમને ભૂખ્યાં ઘેર જવા દેવાં એ પણ મારા મનને ગોઠતું નથી."

મ્હારે ઘરે ક્યાં છે? મ્હારી મા બિચારી માંદી છે. હવે તે ઝાઝા દિવસ કાઢે એમ લાગતું નથી. તેની ચિન્તામાં હું બળી રહી છુ. તમને અમારી ઓરડીમાં હું લઇ જઇ શકું તેમ પણ નથી."

"ત્યારે હવે ચાલો આપણે આ પાસેના વિશ્રાન્તિ–ગૃહમાં જઈએ. ત્યાં તમે જરા નાસ્તો કરી લેજો ને ક્ષુધા શાન્ત થયા પછી ઘેર જજો."

"ના–મને અહીંથી ઉતારી મૂકો–હું મ્હારી મેળે મ્હારે ઘેર જઈશ. મ્હારે તમારી જોડે ફરી મળવુંએ નથી. ને તમને મ્હારી વાત કહેવીએ નથી. શું કામ તમે મને અટકાવી? મારૂં ગમે તે થાત તેમાં તમારે શું?

"પણ પેલો છુપી પોલીસનો માણસ હતો તે તમે જોયો નહિ? તમને પકડયાં હત તો તમારી શી વલે થાત હજીએ કોણ જાણે શું કરશે? આપણે બે ચોરીમાં સામેલ હતાં એમ ગણીને હો હો કરી મૂકશે તો?"

"ત્યારે તમે શું કામ એવી રીતે કોઇને તમારા ઉપર વહેમ આવે એવું કર્યું? હું તો મ્હારૂં ભોગવી લેત–અને કેદમાં લઈ જાત તો ત્યાંએ જાત. હવે મ્હારે ઘરમાં ને કેદખાનામાં ફેર શો રહ્યો છે? ત્યાં તો ખાવાનું પણ મફત મળત. જગતની આંખે હું છતી થાત તો જગતને જણાત તો ખરૂં કે બહારથી મ્હોટો શ્રીમંતાઇનો ડોળ ઘાલનારા–પ્રમાણિકમાં ખપનારા–કેવાં ઘોર કર્મ કરે છે; ને જે પૈસા પોતે પચાવી પડયા છે તેના હકદારને કેવાં રીબાવી રીબાવીને મારે છે.

આમ તેનો પ્રલાપ ચાલી રહ્યો હતો પણ તે તરફ મ્હારૂં ઝાઝું લક્ષ આ વેળા ન હતું; તેથી તેનો આશય હું તરત સમજી શકયો નહિં. તેવામાં મ્હેં ધારેલું સ્થળ આવતાં ગાડી ત્યાં ઉભી રખાવીને મ્હેં તેને હળવેથી આશ્વાસન આપી મ્હારૂં કહ્યું માનવા મહા મુશ્કેલીથી સમજાવી.

મ્હારો આટલો બધો આગ્રહ જોઇને તેણે મને પૂછયું કે "આટલી બધી મ્હારે માટે કાળજી તમે શા માટે રાખો છો?"

"મ્હારે તમને મદદ કરવી છે તે માટે. તમારૂં આવું દુઃખ મ્હારાથી જોઈ શકાતું નથી. વળી હું પણ એક ચિન્તામાં જ છું. તમારા જેવી દુઃખી હાલતમાં પડેલાં અમુક માણસોની શોધમાં હું ફરૂં છું, પણ હજી મને તેમનો પત્તો મળતો નથી"

ગાડી રખાવી અમે ભોજન લેવાને માટે પાસેના વિશ્રાન્તિ ગૃહમાં ગયાં. ત્યાં દૂધ, પુરી, શાક, ભજીઆં વગેરે મંગાવી મ્હેં તેમની પાસે મુકાવ્યું અને મહા મહેનતે તેની પાસે તેનો ઉપયોગ કરવાનું કબુલાવ્યું. જમતાં જમતાં મ્હેં તેને ગમતી રીતે–જેટલી તેને કહેવી હોય તેટલી–તેની પોતાની

કથા કહેવાનો આગ્રહ કર્યો. તે જે કંઈ કહેતી ગઈ તે હું સાંભળતો ગયો. તેણે એટલી શરત કરી કે "જે કંઈ હું કહું તેમાં જો તમને શ્રદ્ધા નથી એમ હું જોઈશ તો પછી વધારે નહિ કહું, ને તમે પુછશો તેના જવાબ નહિ દઉં."

મ્હેં તેનો વિશ્વાસ પૂર્ણ રીતે મેળવવા હસીને તેને જણાવ્યું કે "તમારો બોલેબોલ હું સાચો જ માનીશ માટે બેધડક જે કહેવાનું હોય તે કહો."

"પ્રથમ તો એક વાત મ્હારે પૂછવાની છે કે તમે મને આજ જે કામ કરતી પકડી તે ઉપરથી તમે મ્હારે માટે શું અનુમાન કરો છો?"

હું જરા ગભરાયો તો ખરો પણ મને ખાતરી હતી કે તેનું સ્વરૂપ અને તેની બીજી રીતભાત તથા બોલી ચાલી જોતાં તે કોઈ ઉઠાવગીર તો ન હતી તેથી મ્હેં તેજ વિચાર તેને જણાવતાં કહ્યું કે–"કંઈક પણ ભારે–અનિવાર્ય–સંકટમય–દુર્દશામાં આવ્યા વિના તમારા જેવી સુશિક્ષિત સ્ત્રી આવું સાહસ કરે નહિ. આકૃતિ જ ગુણોને કહી આપે છે. ચોરીનો ધંધો કરનારની છાપ તમારા ઉપર હું જોતો નથી."

તેને મ્હારો ઉત્તર કંઈક શાન્તિકારક લાગ્યો. તેણે વિવેકથી મ્હારો ઉપકાર માન્યો અને પૂરીના કકડાને હાથમાં લઈને રમત કરતે કરતે તે બોલી કે–"તમે પેલું પુસ્તક વાંચતા હતા તેમાંના વિચારો સાંભળતાં મને તો એમજ થઈ ગયું હતું કે એને પકડીને એના ચુરેચુરા કરી નાંખું. ગરીબોની દુઃખમય સ્થિતિ જેણે અનુભવી નથી તેને તેમના સંબંધી લખવાનો શો હક છે? એક પાસથી મને આ વિચાર આવ્યો તેનીજ

સાથે બીજી પાસથી મ્હારા મગજમાં કંઇ એવીજ ઉશ્કેરણી થઇ આવી કે તેથી હીરા મોતીના દાગીનાવાળા પેલા કબાટ તરફ મ્હારા પગ અનિચ્છાએ પડયા ને મ્હેં જે ચીજ તમને બતાવી હતી તેના પ્રકાશથી મ્હારી આંખો એટલી તો અંજાઇ ગઇ હતી કે તેને ને તેને જ દેખ્યા કરતી હતી. પરંતુ અંદરખાનેથી મને કોણ જાણે સાથીએ તેના ઉપર એટલો તિરસ્કાર છુટતો હતો કે તેને હું ત્યાંથી ઉપાડીને તોડી ફાડીને ફેંકી દેવા તલપાપડ થઇ રહી હતી. એટલામાં તેની સાથે બાંધેલા કાર્ડ ઉપર મ્હારી દૃષ્ટિ પડી અને તેમાંનું નામ વાંચતાં જ મને રોમે રોમે ક્રોધની જ્વાલા પ્રકટી ગઇ”

“એમ ?”–મ્હારાથી રહેવાયું નહિ તેથી મ્હેં પ્રશ્ન કર્યો કેમકે કોનું નામ હતું તે કંઇ મ્હારાથી અજાણ્યું ન હતું. મ્હારા પિતાની સમૃદ્ધિનો ઉદય શી રીતે થયો હતો તે આ વેળા મ્હારા મનમાં પાછું તરી આવવાથી હું શરમીંદો બની ગયો તથા તેના મ્હોં આગળ હલકો પડી ગયો હોઉં એમ મને લાગ્યું. અને મ્હારૂં મગજ એટલા ધબકારા મારવા લાગ્યું કે તે હમણા ફાટી જશે એવી મને ભીતિ લાગી.

“હા. એવા નિષ્ઠુર હૃદયવાળા માણસોનો પૃથ્વીપર જન્મ પણ થવો નહોતો જોઇતો. તેના નામના અક્ષરો વાંચતાંજ તેની ઉપરનું સરનામું જોતાં જ મ્હારા મનમાં કમકમાટ ઉપજ્યો. જે મિલ્કતનો તે ઉપયોગ કરે છે–પોતાની કહીને ભેટો મોકલાવી મગરૂરીમાં તણાય છે–તેના ઉપર તેનો હક જ નથી. અરે ! તમે બધી વાત જાણતા હો તો તમારાં રૂવેરૂવાં ઉભાં થાય !”

“પણ મ્હારે તે જાણવી છે. મને કહો તો ખરાં ?” આમ બોલતાં બોલતાં મ્હારા મ્હોં ઉપર કંઇક એવી કડવાશ

આવી ગઈ કે તે જોઇને તે જરા બ્હીની-તેને એમ લાગ્યું કે પોતાનું બોલવું મને પસદ નથી.

"જાઓ ત્યારે, આમ કરશો તો હું નહિ બોલું, તમે એ રાક્ષસી માણુસનાં કૃત્યો કેવાં કુડાં હતાં તે સાંભળો તો તમને એમ લાગ્યા વિના રહેજ નહિ કે હું જે કહું છું તે અક્ષરે અક્ષર સાચું છે. એના બાપે એ મિલ્કત મ્હારા બાપની પાસેથી પચાવી પાડેલી છે ને તેના ઉપર એ તાકડધીન્ના કરે છે. અરે ! એથી પણ વધારે-એનો બાપ તો એક ખુની હતો ! !"

"ખુની !-તમે જાણો છો ?"

"એણે મ્હારા બાપનો જીવ લીધો છે તે મ્હારાથી કેમ ભુલાય ? લોકો તો બધા ભલે આપઘાત કર્યાનું કહે પણ અમે ઘરનાં ખરી વાત જાણીએ છીએ તે અમારાથી કંઇ પાપ ઢાંકયું નથી રહ્યું. શું કરીએ અમે દરિદ્ર થઇ ગયાં-ચીથરે હાલ થઈ ગયાં-અમારૂં કોણુ સરીગત ? બળીઆના બે. ફાવ્યો વખણાય-જુઓ, એની કેવી દશા છે અને આ મ્હારા કેવા હાલ છે ? આજ કેવું ભુંડું કામ કરવાને હું લલચાઈ હતી !"

"તમે જેને ખુની કહો છો તે હાલ હયાત નથી ?"

"ના, પણ તેનું કુટુંબ કંઈ નિર્મૂળ થયું છે ? એનો પુત્ર છે, અને તે અમને પાયમાલ કરવામાં પાછી પાની કાઢતો નથી. અમારી દશા દિન પરદિન વધારે કંગાલ થતી જાય છે તે એને લીધેજ."

"જરા થોભો"-મ્હેં જુસ્સામાં આવી જઇને કહ્યું-મ્હારી વાત સાંભળો-તમને જેણે કમકમાટ ઉપજાવ્યો હતો તે વાળીની ભેટ આપનાર હુંજ છું."

આ શબ્દો મ્હારા મ્હોંમાંથી નીકળ્યા એટલામાં તો એ કેમ જાણે વજ્રઘાત થયો હોય–વિદ્યુત્ પ્રહાર થયો હોય–તેમ સ્તબ્ધ–બેબાકળી–બેહોશ–બની ગઈ. એના ચહેરા ઉપરથી લોહી ઉડી ગયું અને હમણાંજ જાણે ધબ લઇને નીચે પડશે એમ મને લાગ્યું. એણે પોતાના હાથ એક ઉંડો નિશ્વાસ નાંખીને પોતાની આંખ્યો ઉપર દાબી દીધા. પણ બીજી ક્ષણેજ પછી સાવધ બનીને ટેબલપર હાથ ટેકવીને ઉઠવાનું કરતાં મને કહેવા લાગી કે–"મને જવા દો. મ્હેં આપનો મ્હોટો અપરાધ કર્યો છે"–એમ કહીને એ બે ડગલાં ભરી આગળ ચાલતી હતી ત્યાં મ્હેં એનો હાથ પકડીને એને રોકી અને કહ્યું–"નહિ, એમ નહિ થાય આપણે બંનેએ હવે દીલ ખોલીને પૂરી વાત કરવી જોઇએ. ચાલો આપણે ગાડીમાં ખુલાસો કરીએ." આટલું કહેતાં કહેતાં મ્હેં એને પરાણે બહાર લાવીને ગાડીમાં બેસાડી અને હું પણ ચઢી બેઠો. ત્યાં તો એ ભાગે તૂટે અક્ષરે બોલી ઉઠી કે–હવે બાકી શું રહ્યું છે ?"

મ્હેં કહ્યું:–' લીલાવતી ! તમારે કંઈ નથી રહ્યું પણ મ્હારે ઘણું કહેવાનું છે. આ પ્રસંગને માટે હું વરસોનાં વરસથી રાહ જોયા કરૂં છું–તલપી રહ્યો છું. મ્હેં ' સાંજ વર્ત્તમાન'માં 'ગુજરાતી'માં–કયસરે હિન્દ'માં–'મુંબઈ સમાચાર' માં–જાહેર ખબરો આપી હતી તેનો જવાબ કેમ વાળ્યો નહિ ?"

"તમે, શું નગીનદાસ ! એમ ધારો છો કે અમારી પાસે એ વર્ત્તમાન પત્રોનાં લવાજમ ભરવા જેટલાએ પૈસા હતા ? ખાવા પીવાના સાંસા ત્યાં વર્ત્તમાન પત્ર વાંચવાની કે જોવાની તો વાતજ શી કરો છો ?"

"પણ તમારૂં કોઈ સ્નેહી તમને એ વિષે વાત કરે એવુંએ નહિ હોય!"

"સગાં તો કહેવાનાં ઘણાંએ છે. પણ મદદ કરવા કોણ આવે છે?–વળી અમે અહીં આવ્યાં છીએ પણ હમણાં થોડાક દિવસ થયા પહેલાં તો આપઘાતનું નામ પડ્યું એટલે પોલીસે સતાવવામાં કાંઇ બાકી રાખી નહિ ને તેમાં માંડમાંડ ઠેકાણું પડયું; ત્યાં લેણદારો જાગ્યા તે કહીં જંપીને બેસવા દેજ નહિ. મ્હારી માતાને એમ લાગ્યું કે હવે તો આ કમનશીબ નામ બદલીને બીજેજ નામે કોઇ દૂર ભાગમાં જઇને વસવું. તેથી અમે નવસારીમાં રહેવા ગયાં. ત્યાં અમારી ખરચી તદ્દન ખુટી ને અધુરામાં પુરી મ્હારી માતા બિચારી આ ચિન્તામાં ને ચિન્તામાં સુકાવા લાગી. એનું શરીર ચાલ્યું ત્યાં સુધી એણે ઘરનું કામકાજ કરીને એ બોજો માથે ઉપાડયો અને એક ખાનદાન પારસી કુટુંમ્બમાં છોકરાંને ભણાવવા હું રહી તે માંડ માંડ અમારૂં પેટ ભરતાં. પણ તેવામાં ઓચિંતો મ્હારી માતાને પક્ષાઘાત થઈ આવ્યો તેથી મ્હારા ભલા શેઠે ભાડું આપીને અમને બંનેને મુંબઈ વિદાય કર્યાં. અહીં આવ્યા પછી દાકતરની ફી કયાંથી અપાય? તેમ ભાડુતી ગાડીના પૈસા પણ પૂરા મળે નહિ. તેથી ઘરગત ઉપચાર ચલાવીએ છીએ પણ હવે એ બિચારી બહુ રીબાય છે. એ મને બહુ વ્હાલી છે છતાં એના હિતની ખાતર મને એમ થાય છે કે આ દુઃખમાંથી એ છૂટે તો સારૂં. હું આજ સુધી કહીં બહારે નીકળી ન હતી પણ અમારા આવ્યાની વાત શેઠ હરકીસનદાસને કાને પડી હશે તે એમણે વળી આમંત્રણ કાર્ડ મોકલ્યું. અમને તો ખરેખર તે મશ્કરી કરવા

જેવું જ લાગ્યું કેમકે અમારી સ્થિતિ કંઇ તેમના જાણવામાં ન હોય એમ તો બને જ નહિ. પણ મ્હારી માતાને એમ થયું કે, લીલા–હું હવે કોણ જાણે કેટલાએ દહાડા જીવીશ! બેટા–તું એકવાર ત્હારી એકની એક સાડી રાખી મૂકેલી છે તે, ને બે ચાર દાગીના રહી ગયા છે તે પહેરીને આજ તો જરા બહાર ફરી આવ. ત્હારો પગ છૂટો થાય. અને બે માણુસમાં હરવા ફરવાથી જરા મનને પણ ચેન પડે–ત્હારાં આ કંગાલ વસ્ત્રોમાં તને હંમેશ મ્હારી પાસે બેઠેલી જોઉં છું તેથી મ્હારૂં કાળજું કપાઈ જાય છે. એકવાર તને ત્હારી પૂર્વસ્થિતિનું ભાન કરે એવાં વસ્ત્રોમાં સજ્જ થએલી જોઇને હું મ્હારી નજર ઠારીશ તો પછી મ્હારો જીવ ગતે જશે. પરમેશ્વરે મ્હારે લીધે તને પણ દુઃખ સહન કરવામાં બાકી રાખી નથી પણ કહે કે કોઇનાએ બારે મહીના સરખા જતા નથી તો કદાચ આપણી દશા ફરવાની હોય ને શેઠનું મન તને જોઇને પલળેએ ખરૂં. ફરથી વાતો સાંભળે ને પ્રત્યક્ષ જુએ તેમાં ફેર.”

“આ પ્રમાણે મ્હારી માતાના અતિ આગ્રહથી હું આજ બ્હાર નીકળી તો ત્યાં મ્હારી ગાડીનો અકસ્માત થયો ને તમારૂં ઓળખાણ થયું. આજ છેવટનો રૂપૈયો હતો તે ગાડી-ભાડામાં ગયો–કાલ શું થશે તે પ્રભુ જાણે. શેઠને કે શેઠાણીને તો કંઇ સાંભરતાં હોઈએ એમ દેખાતુંએ નથી. તેથી મને લાગે છે કે મ્હેં આજ આમ આવવામાં મ્હોટી ભૂલ કરી છે.”

“નહિ–નહિ–પ્રભુની પ્રેરણાથી જ તમારૂં આજ બહાર નીકળવાનું થયું છે એમ હું માનું છું. નહિ તો મને આવો સંજોગ ક્યાંથી મળત. તમને શોધી શોધીને હું થાકયો

અને અંતે નિરાશ થઇને, મ્હારૂં કહેવાતું ધન કોઇ ધર્માદા સંસ્થામાં અર્પી દેવાનો તથા આફ્રિકામાં મ્હારે ધંધે પાછો વળગવાનો હું વિચાર કરતો હતો ત્યાં તમે અણુધાર્યાં આમ મળી ગયાં તેથી મ્હારા જીવને બહુ નીરાંત થઇ."

આમ બોલતાં બોલતાં લીલાવતી જે માળામાં રહેતી હતી તેની પાસે ગાડી પહોંચી. ગાડીમાંથી હું ઉતરી ગયો ને મ્હારો હાથ આપીને મ્હેં એને ઉતારી પરંતુ મ્હારો હાથ એકદમ ખેંચી લેવાને બદલે મ્હેં તેના હાથમાં થોડીવાર મેળવી રાખ્યો ને તેણે પણ તે રહેવા દીધો. હવે અમારે છૂટાં પડવાનું હતું તેથી તે કહેવા લાગી કે "તમારા ઉપકારનો બદલો હું કંઈ વાળી શકું એમ નથી. તમારે માટે મ્હેં જે કડવાં વેણ કહ્યાં છે તેનો મને ઘણો પસ્તાવો થાય છે. મ્હારો ગુન્હો માફ કરો એ કહેવાને પણ મારી જીભ ઉપડતી નથી. અમારી અંધારી ઓરડીમાં તમને લઈ જવાની હિંમત ચાલતી નથી. મ્હારૂં તો ગમે તે થાઓ પણ મ્હારી બિચારી અનાથ માતાનું શું થશે તેની મને મ્હોટી ફિકર પડી છે!"

આમ બોલતાં બોલતાં એની આંખમાંથી આંસુ ટપક્યાં તે મ્હારા હાથ ઉપર પડતાં મને તેનું દુઃખ તે વેળાજ દૂર કરવા માટે અતિ ઉત્સુકતા થઇ આવી, પણ અંધારી રાતે મ્હારા જેવા અજાણ્યાએ તેની સાથે તેના ઘરમાં જવું એ તેને માટે તેમ મ્હારે માટે પણ સારૂં નથી એમ મને લાગવાથી હું તે વેળા તેની રજા લઇને છુટો પડયો; પણ જતી વેળા મ્હેં એટલું જણાવ્યું કે, "હવે લીલા અહીંથી મુકામ ફેરવીશ નહિ. હું તને જ્યાં હઇશ ત્યાંથી શોધી કાઢયા વિના

તો નહિ રહું. કેમકે ત્હારૂં બાળપણનું મુખ સ્વપ્નામાં હું વર્ષો થયાં જોયાં કરૂં છું ને આજ પ્રત્યક્ષ મળ્યો છું તેથી પત્તો મેળવ્યા વિના તો નહિ રહું. પણ હવે મ્હારા ઉપર એટલો ઉપકાર કરીને રાતની રાત અહીં ત્હારી માતા સાથે રહેજે. ઇશ્વર કરશે તો આજની રાત તમારા દુઃખી સંસારની છેવટની જ નીવડશે."

આવી રીતે ધીરજથી એને આશ્વાસન આપીને એનાથી હું ચીરાતે હૈયે છુટો પડયો. એના પગનો શબ્દ માળા ઉપર ચઢતાં સંભળાયો ત્યાં સુધી તો ત્યાંથી હું ખસ્યો પણ નહિ પરંતુ આખરે બધું શુન્યકાર જણાયાથી ગાડીમાં બેસીને મ્હારે મકાને આવ્યો.

કપડાં કાઢીને ઉંઘવાને મ્હેં ઘણાં ફાંફાં માર્યાં પણ આ અણધાર્યા સંયોગનો વિચાર કરતે, કરતે,–જેને હું આખો જન્મારો શોધતો હતો, તેનો આમ અચાનક મેળાપ પ્રભુએ એક પલકમાં કરાવી દીધો; તેથી તેની દયાને માટે તેનો પાડ માનતે માનતે તેને જોતાંજ, તેના અસહ્ય દુઃખની વાત સાંભળતાંજ, મને થએલી અનુકંપામાંથી તથા તેની કોમલતા અને લાવણ્યતાથી ઉત્પન્ન થએલી પ્રેમાળ વૃત્તિમાંથી ફુટતા અંકુરોનો આનંદ અનુભવતે અનુભવતે, આખી રાત મ્હેં જાગ્રત અવસ્થામાંજ ગાળી.

પ્રાતઃકાળ થતાંજ અમારા કુટુંબના દાકતરને તેડીને હું લીલાવતી જ્યાં રહેતી હતી ત્યાં ગયો. તેની માતાને તેણે ગઇ રાતની વાત કરેલી હોવી જોઇએ; તેથી પ્રથમ જો મને તેણે અચાનક જોયો હત તો મ્હારે માટે તેને જે દ્વેષ-ભાવ ઉત્પન્ન થાત તેને બદલે આ વેળા મ્હારે માટે તેને

કંઈક સારી લાગણી થતી હોય એમ મને તેના આવકારથી ભાસ્યું. તેની શરીર–સ્થિતિ ઘણી નબળી પડી ગઈ હતી. કોઇ સારા દાકતરની સહાય વિના તેનો રોગ અસાધ્ય થવાની ભીતિ રહેતી હતી. પરંતુ હજી તેનું વય ઝાઝું નહિ હોવાથી, તુરત સંભાળ લેવામાં આવે તો મંદવાડમાંથી ઉઠીને ઉભાં થાય એવી અમારા દાકતરે આપેલી સંપૂર્ણ આશાથી, બન્ને માદીકરીના જીવને પણ કંઇક જંપ વળ્યો. પહેલું કામ તો અમે એ કર્યું કે તેમનો આવાસ ત્યાંથી ફેરવીને દરિયા કિનારા પાસેના અમારા એક ખુલ્લી હવા તથા પ્રકાશવાળા સુંદર બંગલામાં રખાવ્યો. ગાડી ઘોડાની તથા તેનાથી માણ-સોની સગવડ થવાથી, પુષ્ટિકારક ખોરાક મળવાથી અને દાકતર સાહેબની મદદથી થોડાજ દિવસમાં પ્રભુકૃપાથી રોગનું જોર અટકયું હોય એમ જણાયું. દિવસમાં બેવાર મ્હારૂં પણ ત્યાં જવું થતું ને તે પ્રસંગે લીલાવતી સાથે બેસવું ઉઠવું થતું તેથી અમારો સહવાસ વધતો ગયો અને જેમ જેમ એક બીજાના વિચારો અમારા જાણવામાં આવતા ગયા તેમ તેમ અમને જણાયું કે ઇશ્વરે અમારૂં જોડું નિર્મિત કરી રાખેલું હોવું જોઇએ. એની માતાને પણ આવો સંબંધ ઇષ્ટ હોવાથી અમારી મનઃકામના પૂર્ણ થવામાં કંઇ વાંધો આવ્યો નહિ. કાળક્રમે હું લીલાનો વૈરી મટીને વર બનવાને ભાગ્યશાળી થયો છું, તથા જે મિલ્કતની એ હકદાર હતી તે એની સાથે રહીને પરોપકારનાં કાર્યોમાં એને જ હાથે વપરાતી જોવાની મ્હારી ઇચ્છા હવે ફળીભૂત થઇ છે.

# બાલસાહિત્ય પ્રકાશ મંદિર—સુરત.

---

## સંસ્થાપક

**વીરબલ હરિસુખરામ મહેતા, એસ. ટી. સી.**

---

**"બાલકો દેશના ભવિષ્યના સ્તંભો છે. જેવાં આજનાં બાળકો તેવો કાલનો દેશ."** આ સાદું સૂત્ર અને બાળ કેળવણીના સાધન સમૂહમાં સાહિત્યનું સ્થાન એ બે બાબતપર ગુર્જર બાળકોનાં માબાપોનું બહુ લક્ષ ખેંચાયું એમ લાગતું નથી. અંગ્રેજીમાં, હિન્દીમાં, બંગાળીમાં બાળકોને આનંદ આપે એવાં અનેક પુસ્તકો પ્રતિવર્ષ પ્રકટ થાય છે. પરંતુ આપણા સંકુચિત સાહિત્યમાં બાળકોને યોગ્ય સાહિત્ય ઘણું ઓછું છે. લગભગ નથી એમ કહીએ તો ચાલે. આ એક મોટી ખોટ છે.

બાળકોને યોગ્ય સાહિત્ય, ગુજરાતી તેમજ બીજા સાહિત્યમાંથી એકત્ર કરી, તથા નવું સાહિત્ય ઉત્પન્ન કરી, બાલસાહિત્યની મોટી ખોટ પૂરી પાડવા '**બાલસાહિત્ય પ્રકાશ મંદિરની**' પ્રવૃત્તિ છે, બાળકોનાં માબાપો અને સાક્ષરો જેટલે અંશે એને સત્કારશે તેટલેજ અંશે તે ફળીભૂત થશે.

---

## બાલસાહિત્ય પ્રકાશ મંદિર તરફથી
## પ્રકટ થએલાં પુસ્તકો

| | | કિંમત. |
|---|---|---|
| ૧ | મહારાજા કનકકાન્ત (ત્રીજી આવૃત્તિ) .... | રૂા. ૦–૧–૬ |
| ૨ | સત્યવચની વિક્ટર (બીજી આવૃત્તિ) .... | ,, ૦–૧–૦ |
| ૩ | જાદુઈ દીવો .... ( ,, ,, ) .... | ,, ૦–૧–૩ |
| ૪ | વેઠીઆ ઢોર .... .... .... .... | ,, ૦–૦–૩ |
| ૫ | પરધન મિટ્ટી સમાન (ત્રીજી આવૃત્તિ) .... | ,, ૦–૧–૬ |
| ૬ | રત્નગઢનો બાલકુમાર ( ,, ,, ) .... | ,, ૦–૧–૬ |
| ૭ | ડિક વિલિંગટન ને વિલિયમટેલ .... | ,, ૦–૧–૦ |
| ૮ | રંકનો રાજા .... .... .... .... | ,, ૦–૨–૬ |
| ૯ | મહા કવિ કાલીદાસનાં નીતિ વચનો .... | ,, ૦–૩–૬ |
| ૧૦ | બાલ ઉખાણા .... .... .... | ,, ૦–૩–૩ |

ઉપરનાં પુસ્તકો નીચેને સ્થળેથી મળશે—

**દયાશંકર ભાઈશંકર શુકલ**

વ્યવસ્થાપક, બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

બાલાજીરોડ—સુરત.

તથા, **કરસનદાસ નારણદાસ બુકસેલર**

નાણાવટ—સુરત.

# અમૃત વચનો

૧ સારાં કામ કરનારની કદિપણ દુર્દશા થતી નથી.

૨ જૂઠું બોલીને જીવવું એ નકામું છે, પણ સાચાના માટે મરવું એ ઘણું સારૂં છે.

૩ ધર્મ સમજીને જે સત્ય ગ્રહણ કરવામાં આવે તે જ હિતકારક છે.

૪ જનસેવા એજ પ્રભુસેવા છે.

૫ પરોપકાર એ મોટામાં મોટું પુણ્ય છે અને વિશ્વાસઘાત એ મોટામાં મોટું પાપ છે.